# વૈષ્ણવોને ગાવાનાં કીર્તનો.

## શ્રી જમુનાજીનો ધોળ.

### ધોળ ૧ લો.

ધન્ય શ્રી જમુના કૃપા કરી શ્રી ગોકુલ વ્રજ સુખ આપજો;
વ્રજની રજમાં હરનીશ હમને સ્થીર કરીને સ્થાપજો. ૧

તમે મ્હોટાં છો શ્રી મહારાણી, તમે જીવતણી કરૂણા જાણી;
હમને શરણે લીધાં છે તાણી રે. ધન્ય શ્રી જ. ૨

જાઉં શ્રી વૃંદાવન વાટે, ન્હાઉં શ્રી જમુનાજી ઘાટે;
વહાલે રાસ રમાડયાં છે રાતે. ધન્ય શ્રી જ. ૩

ચાલો થઇએ વ્રજવાસી, પરિક્રમા કરીએ ચોરાશી;
મારા જન્મ મરણની ટાળી ફાંસીરે. ધન્ય શ્રી જ. ૪

પધરાવો લાલ સ્વરૂપ સેવા, આરોગાવો મીઠા મેવા;
વૈષ્ણવને લાભ ઘણો લેવા. ધન્ય શ્રી જ. ૫

ધન્ય ગોકુલ મથુરાની ગલીઓમાં,
મહારાજ મુજને ત્યાં મળીયા;
મારા સકલ મનોરથ સફળ થયારે. ધન્ય શ્રી જ. ૬

નંદજીકા લાલો વનમાળી, કાલિંદ્રી કાંઠે ધેનુચારી;
વહાલો હસી હસી હમશું લે તાળીરે. ધન્ય શ્રી જ. ૭

જીવ જાણે શ્રી જમુના નાહીયે, એવા અખંડ વ્રજવાસી થઇયે;
એ નૌતમ લીલા નિત્ય ગાઇયે. ધન્ય શ્રી જ. ૮

સખી સમરોને સારંગપાણી, વૈષ્ણવને વહાલી એ વાણી;
એ લીલા હરિદાસે જાણીરે. ધન્ય શ્રી જ. ૯

——:o:——

## કીર્તન ૨.

વાંકે અંબાડે શ્રીનાથજીને, સુંદર શ્યામ સ્વરૂપ;
શ્રી વલ્લભ સુત સેવા કરે, એ શ્રી ગોકુલના ભૂપ. ૧

પાઘ બાંધી વ્હાલે જરકશી, ને સુંદર વાગા સાર;
છટકા છે પંચરંગના, સજીઆ તે સોળે શૃંગાર. ૨

કેશરી તિલક સોહામણાં, નાસિકા વિશ્વાધાર;
ચીબુકની અતિ કાન્તિ છે, કંઠે મોતીના હાર. ૩

હબચીએ હીરો ઝગમગે, એહેના તેજ તણો નહિ પાર;
અધર બીંબ અતિ રસીક છે, ઝળકે તે જોત પ્રકાશ. ૪

બાંહે બાજુબંધ બેરખા, હરિના ખીટલીઆળા કેશ;
નિરખ્યા ને વળી નિરખશું, એનો પાર ન પામે શેષ. ૫

ડાબી બાજુએ ગિરિવર ધર્યો, જમણો કટી મધ્ય ભાગ;
કૃપા કરો શ્રીનાથજી, મારાં હૈડાં ટાઢાં થાય. ૬
પાયે ઘુઘરી ઝણઝણે, મોજડીએ મોતીની હાર;
કૃપા કરો શ્રીનાથજી, બલિહારી માધવદાસ. ૭
માધવદાસ માગે સદા, મ્હારૂં માગ્યું આપો મહારાજ;
વળી વળી કરૂં વિનતિ, મને આપો શ્રી વ્રજમાં વાસ. ૮

——:o:——

## કીર્તન ૩.

આનંદ સાગર ઉલટયોરે લોલ,
શ્રીવસુદેવ દેવકીને દ્વારજો;
આઠમ ભાદરવા વદી રે લોલ,
રોહણી નક્ષત્ર બુધવાર જો;
પ્રકટયા શ્રીકૃષ્ણ મન ભાવતા રે લોલ. ટેક. ૧
પીળાં પીતાંબર પેહેરીયાં રે લોલ,
ઓઢયાં ઉપરણા સાર જો;
મસ્તકે મુકુટ બીરાજતા રે લોલ,
કુંડલ ઝલકે છે કાનજો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૨

ભાલ તીલક મૃગ મદ તણાં રે લોલ,
ખીટલીઆળા કેશ જો;
ચારે ભુજાએ આયુધ ધર્યા રે લોલ,
શંખ ચક્ર ગદા પદ્મ જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૩

નાકે નકવેસર શોભીતાં રે લોલ,
ચુની છે લાલ ગુલાલ જો;
અધર ઉપર મોતી ઢળકતા રે લોલ,
હડપચીએ હીરલાની કાન્તિ જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૪

બાંહે બાજુબંધ બેરખા રે લોલ,
પહોંચી છે રત્ન જડાવ જો;
હાથે હાથફુલ સોહે મુદ્રિકા રે લોલ,
ઉરગજ મોતિના હાર જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૫

કેડે સોહે કટી મેખળા રે લોલ,
ચરણે ઝાંઝરનો ઝમકાર જો;
એવા પ્રભુજીને નિર્ખતાં રે લોલ,
દુઃખ ગયાં સર્વે દુર જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૬

વસુદેવ દેવકીજી હરખીયાં રે લોલ,
નિરખ્યાં શ્રીમુખ સ્વરૂપ જો;

એવા પ્રભુને ક્યાં રાખશું રે લોલ,
કોપ્યો છે કંસરાય ભુપ જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૭

ત્યારે બાળક એમ બોલીયા રે લોલ,
સાંભળો અમારી વાત જો;
નંદ તણા દરબારમાં રે લોલ,
મેલી આવો મુને તાત જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૮

કન્યા લઇને વહેલા આવજો રે લોલ,
સરશે તમારાં કાજ જો;
તે તમે કંસને દેખાડજો રે લોલ,
મોડશે એનાં માનજો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૯

એમ કહીને માયા ફેરવી રે લોલ,
ધર્યું છે બાળ સ્વરૂપ જો;
વિસ્મય થયા વસુદેવ દેવકી રે લોલ,
સ્વપ્નું થયું કે સત્ય જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૧૦

ભાગી ભુંગળ ખોલ્યાં બારણાં રે લોલ,
સુતા છે સહુ દરવાન જો;
મસ્તક ધરી હરિને નિસર્યા રે લોલ,
લીધી શ્રી ગોકુલની વાટ જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૧૧

ઝરમર વરસે છે મેહુલા રે લોલ,
ચહુ દિશ ચમકે છે વીજ જો;
આગળ સિંધ ધડુકતા રે લોલ,
શેષનાગે કીધી છે છાંય જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૧૨

શ્રી જમુનાજી વહે છે ભરપુરમાં લોલ,
ઉડે છે લહેર તરંગ જો;
ચરણ કમલ હરિનાં પરસશું રે લોલ,
નીચાં થયાં છે નીરજો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૧૩

દીધો માર્ગ ચાલ્યા ઉતરી રે લોલ,
પહોંચ્યા શ્રીનંદ દરબાર જો;
સુતા દીઠા સહુ સાથને રે લોલ,
મનમાં કીધો છે વિચાર જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૧૪

શ્રી જશોદાજીની ગોદમાં રે લોલ,
પોઢાડયા શ્રીગિરીધર લાલ જો;
કન્યા લઇ પાછા વળ્યા રે લોલ,
જો જો પ્રભુજીના ખ્યાલ જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૧૫

જાગ્યાં જશોદાજી તે સમે રે લોલ,
નિરખ્યા શ્રીસુંદર શ્યામ જો;

નંદ અતિ ઘણું હરખિયા રે લોલ,
આપ્યાં છે રત્ન કેરાં દાન જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૧૬

ઘેર ઘેર તોરણ બાંધીયાં રે લોલ,
માનિની મંગળ ગાય જો;
સહુ વ્રજ ઉમગ્યો પ્રેમશું રે લોલ,
આનંદ ઉત્સવ થાય જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૧૭

હલધર દહી ધૃત દુધની રે લોલ,
મચી છે તહાં કાંઇ કીચ જો;
તાળી પડે ને ફરે ફુદડી રે લોલ,
નાચે છે સઉ નર નાર જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૧૮

બ્રહ્મા મહાદેવ મુનિ દેવતા રે લોલ,
બોલે છે જયજયકાર જો;
દેવનાં તે દુંદુભી વાગીયાં રે લોલ,
વરસે છે કુસુમ અપાર જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૧૯

એ સુખ શોભા શી કહું રે લોલ,
કહેતાં ન આવે પાર જો;
શ્રીવલ્લભચરણ પ્રતાપશું રે લોલ,
વલ્લભદાસ જાય બલિહાર જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૨૦

——:૦:——

## કીર્તન ૪.

પરમ કૃપાળ શ્રીવલ્લભ નંદન,
કરત કૃપા નિજ હાથે દે માથે;
જે જન શરણ આયે અનુસરહી,
ગ્રહી સોંપત શ્રીગોવર્દ્ધનનાથે. ૧
પરમ ઉદાર ચતુર ચિંતામણી,
રાખત ભવ ધારા વ્હે સાથે;
ભજિ કૃષ્ણદાસ કાજ સબ સરહી,
જો જાને શ્રીવિઠ્ઠલનાથેં. ૨

—:૦:—

## કીર્તન ૫.

વ્રજના જીવન કરૂં વિનતીરે, હો શ્રીગોકુલનારે ચંદ;
વેગે તે આણાં મોકલો, હો શ્રીવલ્લભનંદ. વ્રજના. ૧
તમારા દર્શન વિના શ્રીહરી, કહોજી કેમ રહેવાય;
મનડાં તે કઇ પેરે વાળીએ, નયણે નીર ભરાય. વ્રજના. ૨
અરજ સુણો આદર કરી રે, શ્રીજમુનાજી રે માય;
વિજોગતણાં દુઃખ દોહલાં, કહોજી કેમ સ્હેવાય. વ્રજના. ૩
નયણાં ભરી ક્યારે નિરખશું રે, શ્રીઠકરાણીનો ઘાટ;
અંતરમાં ઇચ્છા ઘણી, જોઉં છું રે વ્રજની વાટ. વ્રજના. ૪

દૂર રહે કેમ ચાલશે રે, કહોને ક્યાંની એ રીત;
આજ કાલનું કોઇ નથી, એ છે પૂર્વની પ્રીત. વ્રજના. ૫
હરિરે હૈયાના જાણછો રે, એ છે પૂર્વનો સ્નેહ;
દીન જાણીને દયા કરો, નહિ તો તજશું આ દેહ. વ્રજના. ૬
તન સુકાઇ ત્વચા થયાં રે, હરિ હળધરવીર;
પાપી તે નયણાં ખુટે નહિ, ભરી ભરી આવેછે નીર. વ્રજના. ૭
વ્રજમાં તે વાસ માગું સદારે, શ્રીગોકુલ ગામ;
શ્રીજમુનાજીને કાં ઠેડે, શ્રી ઠકરાણીજીનું ઠામ. વ્રજના. ૮
રાંક ઉપર શાં રૂસણાં રે, તમો છો દીનદયાળ;
દાસ પોતાનો જાણીને, કરજો રે સંભાળ. વ્રજના. ૯

———:o:———

## કીર્તન ૬.

શ્રીગોકુળીયું મૂકી તે કયાંઇ જઇએ નહીં,
વાસો વસીયે ચરણ કમળની છાંય જો;
શ્રીજમુનાજીના સુંદર તટ રળીયામણા,
ત્યાં મારા વહાલાજીના પરમ રમણ સુખ ધામજો. શ્રીગો. ૧
જશોદા ઘાટે આનંદ સાગર ઉલટયો,
સુખ સાગરમાં ઝીલે ભક્ત સમાજ જો;

શ્રીઠકરાણી ઘાટે બેઠક સુંદર શોભિતી,
સદા બિરાજે શ્રીવલ્લભ પરમ ઉદાર જો. શ્રીગો. ૨
શ્રીગોકુળીયાની વૃક્ષ લતા સૌ નમી રહી,
ચરણ સ્પર્શવા શ્રીગોકુલપતિ મહારાજ જો;
શ્રીગિરિગોવર્દ્ધન રત્ન ખચિત સોહે ઘણું,
આદ્ય વૃંદાવન નિત્ય રમણના ઠોર જો. શ્રીગો. ૩
આનંદ મંગળ મહારસ સીંધુ ઉલટયો,
કુંજ કુંજ પ્રતે ખેલે શ્રીનંદ કુમાર જો;
જે નયણે શ્રીગોકુળીઉં નિરખ્યું સહી,
તે નૈણાના ભાગ્ય તણો નહી પાર જો. શ્રીગો. ૪
શ્રી વલ્લભ ઘાટે પ્રીતમજી બેસે ઘણું,
કુંજગલીમાં ભીડ તણો નહીં પાર જો;
રંગીલી ગલી શ્રીગોકુળપતિ મંદિર જતાં,
પ્રીતમજી ત્યાં રોકી લે છે દાન જો. શ્રીગો. ૫
જગમોહનમાં બેઠક સુંદર સોભતી,
મનોરથ પુરે શ્રીગોકુળનો નાથ જો;
રમણ રેતીમાં રાસ મંડળ રચના કરી,
નિરખી હરખી જીવ કૃતાર્થ થાય જો. શ્રીગો. ૬

ભેટ પહેરામણી ભાવસહીત ત્યાંહાં સહુ કરે,
તેને વહાલો આપે વ્રજમાં વાસ જો;
ધહેરાં જળ અતિ દીસે સુંદર શોભીતાં,
એવી રીતે કહે છે શ્રીવલ્લભનો દાસ જો. શ્રીગો. ૭

બેર બેર શ્રીજમુનાજીને વિનંતિ કરૂં,
નિત્ય પ્રીત રાખો ચરણ કમલની છાંય જો;
નિજ ભક્ત નકી નિજ દાસી હું તમતણી,
કીંકરી કહે મને આપો શ્રી વ્રજમાં વાસ જો. શ્રીગો. ૮

---:o:---

## કીર્તન ૭.

હરિ હરિ છાડકે, દુસરી ન કીજે બાત;
એક એક ઘડી કરોડકી જાત હે. ૧
ઘડી પલ દિન ખોય, ફેર ન આવે સોય;
ક્ષણ ભંગુર દેહ તામેં, મરન જેસી ઘાતહે. ૨
હરિકું સંભાર તું બકવો બિસાર ડાર;
તજ અમૃત વિષ કાહેકુ તું ખાતહેં. ૩
કહેત હરિદાસ વિશ્વાસ;
એક એક પલમેં નિકસ નિકસ જાતહે. ૪

---:o:---

## કીર્તન ૮.

ચાલો તો શ્રીજી જઇએ રે, શ્રીમુખ સુંદર જોવાને;
આવો તો તત્પર થઇએ રે, શ્રીમુખ. ૧

મને ઘરમાં લાગે ઘેલું રે, શ્રીમુખ.
હું તો કાંઇ ન સમજી પહેલું રે, શ્રીમુખ. ૨

હું તો ઘરનો ધંધો ભુલીરે, શ્રીમુખ.
હું તો અંગોઅંગે ફુલી રે, શ્રીમુખ. ૩

મને ભુખે ભોજન ન ભાવે રે, શ્રીમુખ.
સેજડીએ નીંદ્રા ન આવે રે, શ્રીમુખ. ૪

મારા મનમાં મનમથ વસીઆ રે, શ્રીમુખ.
મારૂં કામ સકામે ધસીયું રે, શ્રીમુખ. ૫

મોરલીમાં કામણ કીધાં રે, શ્રીમુખ.
મારાં મન હરીને લીધાં રે, શ્રીમુખ. ૬

કોઇ નંદજીનો લાલ મીલાવો રે, શ્રીમુખ.
જસોદાજીના પ્રાણ આધાર રે, શ્રીમુખ. ૭

એવા રસિકરાય ગિરધારી રે, શ્રીમુખ.
દાસનો દાસ જાય બલિહારિ રે, શ્રીમુખ. ૮

———:•:———

## કીર્તન ૯.

મોહન મલપતા ઘર આવ્યારે,
મ્હેંતો લઇને મોતીડે વધાવ્યારે. ૧

વહાલે મારે કરૂણાનિ દૃષ્ટિએ જોયુંરે,
બ્હેની મારે એ વરસું મન મોહ્યુંરે. ૨

પડયું મારે નંદના કુંવર સાથે પાનુંરે,
હવે હું તો કેમ કરી રાખીશ છાનુંરે. ૩

દુરીજનને કહેવું હોય તો કહેજોરે,
વહાલા મારા હૃદય કમલ વચ્ચે રહેજોરે. ૪

ધન્ય ધન્ય ગોકુલના ગિરિધારીરે,
વહાલાને જોવા મળી વ્રજનારીરે. ૫

હાંરે હું તો વલ્લભકુળની દાસીરે,
હાંરે વહાલા કૃપા કરો વ્રજવાસીરે. ૬

વહાલે મારે વ્રજમાં તે આપ્યો વાસરે,
બલિહારી જાય તે માધવદાસરે. ૭

—:૦:—

## કીર્તન ૧૦.

અતીરે આનંદ ભર્યાં આવો મારે અંગે,
શ્યામ સુંદરવર બેઠા છો સંગે. ૧
મુખડાં જોયાં વિના પાણી નવ પીઉંરે,
રસીક સુંદરવર જોઇ જોઇ જીવું રે. ૨
રસીક સુંદરવર શું રઠ લાગી,
જન્મોજન્મ મારી ભાવઠ ભાંગી. ૩
સગપણ તે શ્યામળીઆનું સાચું,
બાકી સર્વે દીસે છે કાચું. ૪
મુજને ન વારો અમારીરે માડી,
દર્શન કરવા જઇશું દહાડી. ૫
કહેશે તેને કહેવારે દઈશું,
આપણે સર્વે સાંભળી રહીશું. ૬
નંદના કુંવર તમે ન કરો વડાઇરે,
મ્હોટા થયા છો મારૂં માંખણ ખાઇરે. ૭
નંદના કુંવર તમે બહુ રંગ રસીયા,
અમારે કારણ વહાલો વ્રજમાં વસીયા. ૮
અતિરે આનંદ ભર્યાં નંદઘેર જઇશું,
દર્શન કરીને સુખીયાં થઇશું. ૯

ઘણારે દિવસના વાયદા વળીયા,
વલ્લભ પ્રભુ શ્રીગોવર્દ્ધન મળીયા. ૧૦

——:૦:——

## કીર્તન ૧૧.

શ્રીલક્ષ્મણ ઘેર આજરે વધામણા;
પ્રકટયા શ્રી વલ્લભરાયરે,
સૈયર સૌ દીજીએ વધામણા. ૧
પ્રથમે શ્રીનંદ ઘેર પ્રકટીયા વધામણા,
દ્વિતીયે દ્વિજવર અવતાર રે. સૈયર૦ ૨
પંદરસેં પાંત્રીસ સંવતે વધામણા,
મધ્યાન સમે સુખ રાસરે. સૈયર૦ ૩
વૈશાખ વદી એકાદશી વધામણા,
શુભ નક્ષત્ર શુભ વાર રે. સૈયર૦ ૪
ચંપારણ્ય સોહામણા વધામણા,
અગ્નિનો કુંડ ધન્ય ધન્ય રે. સૈયર૦ ૫
બાળસ્વરૂપ મધ્ય કુંડમાં વધામણા,
ચરણ અંગુષ્ટ મુખમાંય રે. સૈયર૦ ૬
દેવના તે દુંદુભી વાગીયા વધામણા,
પુષ્પની વૃષ્ટિ થાય રે. સૈયર૦ ૭

માતે દીધા તાતના ઉછંગમાં વધામણા,
વર્ત્યો છે જયજયકાર રે. સૈયર૦ ૮

શ્રીલક્ષ્મણ તાત આનંદીયા વધામણા,
હરખ્યા શ્રીઇલંમાજી માતરે. સૈયર૦ ૯

ધાઇને તે નંદઘેર આવીયા વધામણા,
નાળ વધેરવાને કાજરે. સૈયર૦ ૧૦

ધાઇને તે પુત્ર લીધા ગોદમાં વધામણા,
મુખ ચુંબન છુટી દુધ ધાર રે. સૈયર૦ ૧૧

શ્રીજીનો કેશરી ઉપરાણો વધામણા,
કંઠીને ચર્ચિત ઓગાળ રે. સૈયર૦ ૧૨

રત્ન જડીત કેરે પાલણે વધામણા,
ઝુલાવે શ્રીઇલંમાજી માત રે. સૈયર૦ ૧૩

નંદ જશોદાજી આવીયાં વધામણા,
ગોપી ગ્વાલ સકળ સમાજ રે. સૈયર૦ ૧૪

એક નાચે ને ફરે ફુદડી વધામણા,
ગોરસની મચીચેલ કીચ રે. સૈયર૦ ૧૫

એક ગાય ને સર્વે ઝીલતા વધામણા,
મંગલ વધાઇ રસાળ રે. સૈયર૦ ૧૬

કદલીના સ્થંભ રોપાવીયા વધામણા,
તોરણ બાંધ્યા છે દ્વાર રે. સૈયર૦ ૧૭
મોતીના ચોક પુરાવીઆ વધામણા,
કુંકુમ કેશર સાસ રે. સૈયર૦ ૧૮
નામ કરણ ગર્ગમુની કર્યા વધામણા,
શ્રીવલ્લભ આચાર્ય સુખરાસ રે. સૈયર૦ ૧૯
નામ સમર્પણ આપીયાં વધામણા,
કર ગ્રહી સોંપ્યા છે નિજ નાથ રે. સૈયર૦ ૨૦
ગુઢ સ્વરૂપ નિજ સ્વામિનિ વધામણા,
નર દેહ ધરી છે અમકાજ રે. સૈયર૦ ૨૧
અંગીકૃત જન સર્વે જાણશે વધામણા,
વિમુખને એ રસ દુર રે. સૈયર૦ ૨૨
અમૃત કલ્પવૃક્ષ દ્રુમ ફળ્યો વધામણા,
શાખા પત્ર ફળ રસ રૂપ રે. સૈયર૦ ૨૩
આપ સેવે ને સેવા શિખવે વધામણા,
શૃંગાર ભોગ પ્રકાર રે. સૈયર૦ ૨૪
આપ ચરણ રજ કીંકરિ વધામણા,
જન્મો જન્મની દાસ રે. સૈયર૦ ૨૫
ગાય શિખે સુણે સાંભળે વધામણા,
હોજો શ્રીવ્રજમાં વાસ રે. સૈયર૦ ૨૬

——:૦:——

## કીર્તન ૧૨.

મેરે તો તુમહી હો શ્રી વલ્લભસ્વામી,
મેરે અંતરકી ગત જાણો અંતરજામી;
તુમ જેસો નહિ દીનદયાળ મે જેસો નહિ કામી,
રસીક વિનંતી કર જોડી શીશ નામી.

——:o:——

## કીર્તન ૧૩

રાગ બિહાગરો.

મીલબો નેન નહિકો નિકો,
નંદકે લાલ હમારો જીવન ઔર જગત સબ ફીકો. ૧
બેદ પુરાન ભાગવત ગીતા ગુઢ જ્ઞાન પોથિકો,
ખાટી છાછ રૂચિ નહિ આવે સુર ખવૈયા ઘીકો. ૨

——:o:——

## કીર્તન ૧૪

મન તું શ્યામસોં કર હેત,
શ્રીકૃષ્ણ નામકી બાડ કરલે, તો બચે તેરો ખેત. ૧
પાંચ હરણ પચિસ હરણી, ખુંદ ખાયો તેરો ખેત;
સાર બસ્તુ સબ ખેંચ લિની, લુણેગો કહ રેત. ૨

મન સુહાતન પિંજરા, તાસો લાગો નેહ;
મંજાર રૂપિ કાલ ડોલે, અબધડી તોયે લેત. ૩
કર બિચાર બિકાર તજદે, ઉતર સાયર સેત;
સૂર હરિકી ભક્તિ કરલે, ગુરૂ બતાયે હેત. ૪

———:o:———

## કીર્તન ૧૫

### રાગ ધનાશ્રી.

શ્રીકૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કહોરે મન મેરે,
કોટ જન્મ કષ્ટ પાપ છિનમે જાય તેરે. ૧
જગત બાહુરૈહે સંગમે તું બાહુરો કયોં હોહેરે,
શ્રીહરિજુકા ચરણારબિન્દ બેરબેર ગૃહેરે. ૨
બેરબેર કહતહૌં તું સુનત નહિ બેહેરે,
કહેત હે ગોવિંદ સદા આનંદમે રહેરે. ૩

———:o:———

## કીર્તન ૧૬

### રાગ બિહાગ.

કહો મન શ્રીકૃષ્ણ શરણં,
મમેક મિલે અધિક અમૃત સુખ ઐસેહે દુખ હરણં. ૧
કરો નિવેદન સુરત નિપટ કર પરમાનંદ કરણં,
સેવા સાવધાન હોય સાધો અંબર ભોગ આભરણં. ૨

દીસત ઔર કછૂ નહિં કબહું ભવસાગર તરણું,
શ્રીવિઠલ ગિરિધરન લાલકો ગહો કમલ ચરણું. ૩

——:o:——

## કીર્તન ૧૭

કિયો ગોપાલ કો સબ હોય,
જો જાને પુરૂષારથ અપનો અતિ કર ઝુઠો સોય. ૧
દુખ સુખ લાભ અલાભ સહ જગત તાહિ ન મરિયે રોય,
જો કછુ લેખ લિખ્યો નંદ નંદન મેંટસકે નહિં કોય. ૨
ઉધમ સાધન જંત્ર મંત્ર યે સબ ડારી ધોય,
પરમાનંદદાસ કો ઠાકુર ચરણ કમલ ચિત્ત પોય. ૩

——:o:——

## કિર્તન ૧૮

ભજન બિન જીવત જૈસેં પ્રેત,
મન મલીન ધર ધર ડોલત હૈં ઉદર ભરન કેહેત. ૧
કબહુ પાવત પાપકો પૈસા ગાડધુડમેં દેત,
સેવા નહિં ગોવિંદ ચંદકી ભવન નીલકો ખેત. ૨
મુખ કટુ વચન કરત પરનિંદા સંતનકૂ દુખ દેત,
સૂરદાસ બહુત કહા કહું ડુબે કુટુંબ સમેત. ૩

——:o:——

## કિર્તન ૧૯

કૃષ્ણ કહેતાં શું બેસે નાણું, મુરખ તને કૃષ્ણ કહેતાં શું બેસે નાણું;
મીથ્યા લવરી મનગમતી કરેછે તેમાં નહિ ઠામ ઠેકાણું-
મુરખ ૧
ખાતોરે ન હોય તે માંદો રે કહીયે, જોઇએ બશેર ભાણું-
મુરખ ૨
દામ ન બેસે ને હાડ ન ભાંગે, ગાતાં ગોવિંદજીનું ગાણું-
મુરખ ૩
કહે સુરદાસ તમે હરીને ભજી લ્યો, ઓચિંતું આવશે આણું-
મુરખ ૪

——:o:——

## કીર્તન ૨૦.

જય શ્રી વલ્લભ જય શ્રી વિઠલ, જય જમુના શ્રી નાથજી;
કળજુગના તો જીવ ઓધાર્યા, મસ્તક ધર્યા હાથજી.
મોર મુગટ ને કાને કુંડળ, ઓર વેજંતી માળાજી;
નાશીકા ગજ મોતી ઝળકે, એ છબી જોવા જઇએજી.
આસપાસ ગૌ બીરાજે, ગ્વાલ મંડળી સાથેજી;
મુખમાં મોરલી વેણ વગાડે, એ છબી જોવા જઇએજી.

શ્રી વલ્લભ વીઠલ જુગમાં કહીએ, તો ભવસાગર તરીયેજી;
માધવદાસ એટલું માગે, શ્રી ગોકુળમાં અવતરીયેજી.
જય શ્રી ગીરધર જય શ્રી ગોવિંદ, જય શ્રી બાલકૃષ્ણજી;
જય શ્રી ગોકુળ જય શ્રી રઘુપતિ, જય જદુપતિ ધનશ્યામજી.
શ્રી ગોકુળ વાળે નાથ, મેરી દોરી તુમારે હાથજી;
જય શ્રી જમુના શ્રી ગોરધનનાથ, મહા પ્રભુ શ્રી વીઠલનાથ.
જય જય શ્રી ગોકુલેશ, શેષ ન રહે કલેશ;
શ્રી વલ્લભ જુગ જુગ રાજ કરો, વલ્લભ વીઠલ ગોપીનાથ.
દેવકીનંદન શ્રી રઘુનાથ, જશોદાનંદન નંદકીશોર;
શ્રી મોરલીધર માખણ ચોર, સુરદાસ કૃષ્ણદાસજુ
પરમાનંદ કુંભનદાસજું, ચત્રભુજ નંદનદાસજુ;
ચીત્તસ્વામી ગોવિંદ, શ્રી વલ્લભ દેવકી જય.
પ્રાણપ્યારેકી જય, શ્રી ગોવરધન નાથકી જય;
ચોરાશી વૈષ્ણવકી જય, બસે બાવનકી જય.
દેશી પરદેશી વૈષ્ણવકી જય, અપને અપને ગુરૂ દેવકી જય;
ભગવત મંડળીકી જય, શ્રી ગોવરધન નાથકી જય.

—:૦:—

## કીર્તન ૨૧.

દ્રઢયન ચરણ કરો ભરોસો,
શ્રીવલ્લભ નખચંદ્ર છટા બિન સબ જગમાંય અંધેરો. ૧
સાધન ઔર નહીં યા કલિમેં જાસોં હોય નિવેરો,
સૂરકહા કહેં દ્વિવિધ આંધરો બિના મોલકો ચેરો. ૨

——:o:——

## કીર્તન ૨૨.

### હરિનામમાળા. છંદ સવૈયા એકત્રીશા.

ગુરૂ ગોવિંદ કૃપાનિધિ કેશવ, કમળાનાથ કૃપાળુ,
કમળનયન કરૂણાસાગર, શ્રીકૃષ્ણ હરે ગોપાળ;
ગોપીજન વલ્લભ ગિરિધારી, ગોપીનાથ ગોવિંદ,
ગોકુલેશ ગરૂડધ્વજ, ગોવરધનધારી વ્રજચંદ. ૧
ગોકુળચંદ ગદાધર, ગોમતિપ્રીય રમેશ,
નારાયણ નરસિંહ, નિરંજન નિરાકાર નરેશ;
નરકાંતક નરવીર નરોત્તમ, નંદલાલ નરરૂપ,
જગંનાથ જળશાઇ જનાર્દન, જોતિરૂપ જગભૂપ. ૨
જગદાધાર જશોદાનંદન, જગજીવન જગનેશ,
શ્રી જમુનાવલ્લભ જગવંદન, જુગદીશ્વર જમુનેશ;
ચક્રપાણી ચતુર્ભુજ અચ્યુત, ચિદાનંદ શુભકંદ,
ચતુર્બાહુ ચાણુર તનમર્દન, શ્રીધર પરમાનંદ. ૩

દયાસિંધુ દામોદર દિનપતિ, દીનાનાથ દયાળ,
દીનબંધુ પ્રભુ દેવકીનંદન, નરપતિ સુરપતિપાળ;
શ્રીપતિ પદ્માપતિ રાધાપતિ, કમળાપતિ સર્વેશ,
દધિજા પતિરૂક્મિણિ પતિસાગર, સુતાપતિ હૃષિકેશ. ૧
પદ્મનાભ પુરૂષોત્તમ પરિબ્રહ્મ, પરમપુરૂષ પરમેશ,
પુષ્કરાક્ષ પરમાક્ષ પરમપ્રભુ, મધુસૂદન મથુરેશ;
ધરણીધર અવનીધર ભૂધર, વસુમતિધર મહિધારિ,
કૌસ્તુભધર પીતાંબરધર, વંસાધર કુંજવિહારિ. ૫
માધવ મુરમર્દન મધુ મરદન, મતિવિક્રમ સુખધામ,
મુકુંદ મેધવર્ણ મહાબાહુ, જદુપતિ સુંદર શ્યામ;
રામચંદ્ર પ્રભુ દશરથનંદન, દયાસિંધુ ભગવંત,
માં પાહિ માં પાહિ પાહિ માં, પૂર્ણાનંદ અનંત. ૬
અષ્ટોત્તરશત નામ કૃષ્ણનાં, ગણિ ગણિ જે જન ગાય,
રોગ દોષ દુખ ક્લેશ જશે, વળિ પળમાં પાપ પળાય;
મનવાંછિત ફળ તેને મળશે, દયો કહે ધ્રુવ વાણિ,
કોટિક કારજ તજિને ભજિયે, દઢ કરિ સારંગપાણિ. ૭

પ્રસિદ્ધ કરનારઃ—શા. હરીલાલ છોટાલાલ મહેતા,
કાલબાદેવી રસ્તો, કાવેલ, ઘર નંબર ૧૭, મુંબઈ, ૨.
છાપનારઃ—મગનલાલ જગજીવનદાસ, [૧૨૫૯×૭૮.]
શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ, ૩.